# પ્રસ્તાવના

નહમદોહુ વનુસલ્લી અલા રસુલે હિલ કરીમ વઅલા આલેહી વ અસહાબેહી અજમઈન.

તઅલીમુલ ઇસલામનો આ બીજો નંબર બહાર પાડતાં અમને ખુશી ઉપજે છે, કારણ કે એનો પહેલો નંબર પ્રસિદ્ધ થયાને થોડોજ વખત થયો છે, તે અરસામાં એ પુસ્તક ડરબન શહેરના મોટા મદરેશાનાં તથા બીજા કેટલાક મદરેશાના અભ્યાસક્રમમાં દાખલ થયું છે, અને એના બીજા નંબરો માટે માંગ થવા માંડી છે હમારો ઇરાદો છે કે વખત મળતો જશે તેમ તેમ મજકુર પુસ્તકના કર્તા હજરત અલ્લામાં મોવલાના મોલવી મુફતી કિફાયતુલ્લા સાહેબ [ મુખ્ય શિક્ષક, મદરેસા અમીનીયા દેહલી ] તરફથી બહાર પડતા એના દરેક નંબરોનું ભાષાંતર કરી ઇસલામી ગુજરાતી વાંચનમાળા તૈયાર કરીશું.

જો કે હિંદુસ્તાનમાં કેટલીક ગુજરાતી ઇસ્લામી કિતાબો છપાઇ છે, પણ તે આ પ્રમાણે ક્રમવાર અને સહેલી નથી, તેમજ તેની ભાષા પણ ઘણી સાદી નહિ હોવાથી બાળકો [illegible] થોડું ગુજરાતી જાણનારાઓ માટે તે મુશકેલ હતી, વળી આ દેશમાં વસતા ઇસ્લામી બિરાદરોની મોટી સંખ્યા ઉર્દુ તાલીમથી અજાણી હોવાથી દીની મસાએલ તેઓ સહેલાઇથી સમજી શકે એવા હેતુથી આ વાંચનમાળાની ભાષા તદ્દન સાદી રાખી છે.

ખુદાપાક આ અહના ભાષાંતરને મકબુલ ફરમાવે અને ઇસલામી ભાઈઓ એનો વધારે લાભ ઉઠાવે, આમીન!

હું દક્ષિણ આફ્રિકા ખાતે હોવાથી, મારા તરફથી કઠોર સુન્ની વહોરા કોમના ઉઘતાં ખંતીલા યુવક હમારા મામા ભાઈ મી૦ ઇબ્રાહીમ મમુજી ડોકરાતે જે શ્રમ લઈ આ અંક છપાવ્યો તે બદલ તેમનો આ તક ઘણો આભાર માનું છું.

કોમો વચ્ચે જીંદગી પર્યંત આવોજ ગાઢો પ્રેમ કાયમ રહે તેવી તે પરમ કૃપાળુ પરમેશ્વર પાસે પ્રાર્થના ચાહું છું.

ખાદિમે કોમ,

ઇસમાઇલ મોહમદ વલીઅલ્લાહ.

મુખ્ય શિક્ષક મદરેસા ફૈઝેઆમ.

ન્યુકેસલ. [ જોહાનીસબર્ગ ]

# તાલીમુલ ઇસલામનો ૧ ભાગ

ઉર્ફે

## તાલીમુલ ઈમાન અથવા ઈસલામી અકાએદ.

બિસમિલ્લા હેર રહમા નેરરહીમ.

સવાલ–ઇસલામનો આધાર કેટલી ચીજો ઉપર છે?

જવાબ–પાંચ ચીજો ઉપર છે.

સ૦–તે પાંચ ચીજો શું શું છે?

જ૦–આ છે:–(૧) કલમા તૈયેબા અથવા કલમાશહાદતના મતલબને દિલથી માનવું અને મોઢેથી કબુલ કરવું. (૨) નમાઝ પઢવી. (૩) ઝકાત આપવી. (૪) રમઝાન શરીફના રોઝા રાખવા. (૫) હજ કરવી.

સ૦–કલમા તૈયેબા શું છે અને તેનો અર્થ શું છે?

જ૦–આ છે:–લાએલાહા એલ્લલ્લાહો મોહમ્મદુર્રસુલુલ્લાહ. એનો અર્થ આ છે અલ્લાહ સિવાય બીજો કોઇ બંદગીને લાયક નથી; અને હઝરત મોહમ્મદ સલ૦[1] ખુદા ત૦[2] ના મોકલેલા રસુલ છે.

સ૦–કલમા શહાદત અને તેનો અર્થ શું છે?

જ૦–આ છે:–અશહદો અલ્લા એલાહા એલ્લલ્લાહો વ અશહદો અન્ના મોહમ્મદન અબ્દોહુ વરસુલોહ. અને એનો અર્થ આ છે, હું ગવાહી આપું છું કે ખુદા ત૦ સિવાય બીજો કોઈ બંદગીને લાયક નથી; અને ગવાહી આપું છું કે હ૦[3] મોહમ્મદ સલ૦ ખુદા ત૦ ના બંદા અને રસુલ છે.

---

૧ જ્યાં સલ૦ લખેલ હોય ત્યાં સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ વાંચવું.
૨ જ્યાં ત૦ ,, ,, ,, તઆલા વાંચવું.
૩ જ્યાં હ૦ ,, ,, ,, હઝરત ,,

સ૦–શું કોઇ માણસ અર્થ અને મતલબ સમજ્યા વગર ફકત મોઢેથી કલમો પઢે તો તે મુસલમાન થઇ શકે છે?

જ૦–નહિ; પરંતુ અર્થ સમજી દિલથી ખાતરી કરવી, અને મોઢેથી કબુલ કરવું જરૂરનું છે.

સ૦–દિલથી ખાતરી કરવી અને મોઢેથી કબુલ કરવાને શું કહે છે?

જ૦–ઇમાન લાવવું કહે છે.

સ૦–શું ગો માણસ મોઢેથી કબુલ કરી શકે નહિ, તો તેનું ઇમાન લાવવું કેમ જણાશે?

જ૦–તેને કુદરતી લાચારી હોવાથી ઇશારો કરવો પુરતો ગણાશે. એટલે તે ઇશારાથી આમ જણાવે કે ખુદા ત૦ એક છે અને હ૦ મોહંમદ સલ૦ ખુદા ત૦ ના પયગમ્બર છે.

સ૦–મુસલમાનોને કેટલી ચીજો ઉપર ઇમાન લાવવું જરૂરનું છે?

જ૦–સાત ચીજો ઉપર: જેનું બયાન આ ઇમાને મુફસ્સલમાં છે:- આમનતો બિલ્લાહે વ મલાએકતિહી વ કોતોબિહી વરોસોલિહી વલ યવમિલ આખેરે વલકદરે ખૈરેહી વશર્રેહી મીનલ્લાહે તઆલા વલબઅસે બઅદલ મૌત.

એનો અર્થ એ છે કે, હું ઇમાન લાવ્યો અલ્લાહ ત૦ પર અને તેના ફિરિશતા પર, અને તેની કિતાબો પર, અને તેના પયગમ્બરો પર, અને કિયામતના દિવસ પર, અને આ વાત પર કે જગતમાં જે કાંઇ સારૂં યા માઠું થાય છે તે બધું તકદીરથી થાય છે; અને આ વાત ઉપર પણ કે મરી ગયા પછી ફરી જીવતા થવાનું છે.

## અલ્લાહ તઆલા સબંધી મુસલમાનોના અકીદા.

સ૦–ખુદા ત૦ સાથે મુસલમાનોએ કેવા અકીદા રાખવા જોઇએ?

જ૦–(૧) ખોદા ત૦ એક છે (૨) ખુદા તઆલાજ બંદગી અને ઇબાદતને લાયક છે. તે સિવાય બીજો કોઇ બંદગીને લાયક

નથી, (૩) તેનો કોઈ ભાગીઓ નથી. (૪) તે દરેક વાત જાણે છે. કોઇ ચીજ તેનાથી અજાણી નથી. (૫) તે ઘણો જોરાવર અને કાબુવાળો છે. (૬) તેણેજ જમીન, આસમાન, ચંદ્ર, સુરજ, તારા, ફિરિશ્તા, માણસ, જીન; મતલબ આખા જગતને તેણેજ પયદા કર્યું, અને તેજ આખી દુન્યાનો માલેક છે. (૭) મરવા જીવાડવાનો કાબુ તેનેજ છે. (૮) તેજ બધાં જનાવરને ખોરાક આપે છે. (૯) તે કાંઈ ખાતો પીતો કે ઉંઘતો નથી. (૧૦) તે પોતેજ હંમેશથી છે અને હંમેશ રહેશે. (૧૧) તેને કોઇએ જન્મયો નથી. (૧૨) તેના કોઇ માત કે પિતા નથી, તેમને છોકરો, છોકરી, બાઇડી કે ભાઇ બહેન નથી. તેને કુટુંબ કબીલો નથી. તે આવા સંબંધથી પાક છે. (૧૩) સૌને તેની જરૂર છે, તેને કોઇની જરૂર નથી. (૧૪) તે કોઇ જેવો નથી. તેમ કોઇ ચીજ તેના જેવી નથી. (૧૫) તેમાં કાંઇ ખામી નથી. (૧૬) તેને મખલુક જેવા હાથ, પગ, નાખ, કાન અને ચહેરો નથી. તેણે ફિરિશ્તાને પયદા કરી દુન્યાના ખાસ ખાસ કામોના બંદોબસ્ત માટે મુકરર કર્યા છે. (૧૭) તેણે જીન અને ઇનસાનની હિદાયત માટે પયગમ્બર મોકલ્યા કે લોકોને સારો ધર્મ શીખવે, સારી વાતો દેખાડે અને નઠારી બાબતોથી બચાવે.

## ફિરિશ્તા (મલાએકહ)નું બયાન.

સ૦-ફિરિશ્તા કોને કહે છે ?

જ૦-ફિરિશ્તા ખુદાના નેક બંદા છે. તેમને નુરથી પયદા કરવામાં આવ્યા છે. આપણે તેમને જોઇ શકતા નથી. તે મરદ અગર ઓરત નથી. તેઓ ખુદા ત૦ની નાફરમાની અને ગુન્હા કરતા નથી. જે કામો ખુદા ત૦ એ તેમને સોંપ્યાં છે તેજ કર્યા કરે છે.

સ૦-ફિરિશ્તા કેટલા છે ?

જ૦–ફિરિશ્તાની ગણુતરી અલ્લાહ ત૦ સિવાય કોઇ જાણતુ નથી. પણ આપણે એટલું જાણીએ છીએ કે ફિરિશ્તા ઘણા છે અને તેમાં ચાર ફિરિશ્તા સૌથી મોટા છે.

સ૦–મોટા ચાર ફિ૦ કયા કયા છે ?

જ૦–પહેલા હ૦ જીબ્રઇલ અલૈ૦,[1] તેઓ પયગમ્બરો પાસે ખુદા ત૦ ની કિતાબો તથા હુકમ લઈ આવતા હતા બીજા હ૦ ઇસરાફીલ અલૈ૦ જેઓ કિયામતના દિવસે સુર ફુંકશે. ત્રીજા હ૦ મીકાઇલ અલૈ૦ જેઓ વરસાદની વ્યવસ્થા તથા બંદાઓને રોઝી પહોંચાડવાના કામ ઉપર છે. ચોથા હ૦ ઇઝરાઇલ અલૈ૦ જેઓ જાનદારોની રૂહ માટે મુકરર છે.

## અલ્લાહની કિતાબોનું બયાન.

સ૦–ખુદા ત૦ ની કેટલી કિતાબો છે ?

જ૦–ખુદા ત૦ ની નાની મોટી ઘણી કિતાબો છે. જે પયગમ્બરો ઉપર મોકલી છે. મોટી ને કિતાબ અને નાનીને સહીફા કહે છે તેમાં ચાર કિતાબો મશહુર છે.

સ૦–અલ્લાહ ત૦ ની ચાર મશહુર કિતાબો કઇ કઇ છે, અને તે કયા પયગમ્બરો ઉપર આવી છે ?

જ૦–તૌરેત હ૦ મુસા અલૈ૦ પર, ઝબુર હ૦ દાઉદ અલૈ૦ પર, ઇન્જીલ હ૦ ઇસા અલૈ૦ પર, અને કુરાન મજીદ આપણા પયગમ્બર હ૦ મોહમદ મુસતફા સલ૦ પર આવ્યું છે.

સ૦–સહીફા કેટલા છે અને કયા કયા પયગમ્બરો ઉપર આવ્યા છે?

જ૦–સહીફાની સંખ્યાની ખબર નથી, પરંતુ કેટલાક સહીફા હ૦ આદમ અલૈ૦ પર, કેટલાક હ૦ શીશ અલૈ૦ પર, અને કેટલાક હ૦ ઇબ્રાહીમ અલૈ૦ પર આવ્યા છે. એ સિવાય બીજા પણ સહીફા છે જે કેટલાક પયગમ્બરો ઉપર આવ્યા છે.

---

૧ જ્યા અલૈ૦ લખ્યું હોય ત્યા અલૈહિસ્સલામ વાચવું.

# ખુદાના રસુલ–પયગમ્બરનું બયાન.

**સ૦**–રસુલ અથવા પયગમ્બર કોણ હોય છે?

**જ૦**–રસુલ અથવા પયગમ્બર ખુદા ત૦ ના બંદા અને માણુસ હોય છે, અલ્લાહ ત૦ તેઓને પોતાના બંદા પાસે હુકમ પોંચાડવા નીમે છે, તેઓ સાચા હોય છે, કદી જુઠું બોલતા નથી, ગુન્હા કરતા નથી; ખુદા ત૦ ના હુકમથી મોઅજીઝા દેખાડે છે; ખુદા ત૦ ના હુકમ પુરેપુરા પોંચાડે છે તેમાં વધઘટ કરતા નથી, તેમ કોઈ હુકમ સંતાડતા નથી.

**સ૦**–નબીનો શું અર્થ છે?

**જ૦**–નબીનો પણ એજ અર્થ છે કે તેઓ ખુદા ત૦ ના બંદા અને ઇનસાન છે ખુદા ત૦ ના હુકમ બંદાઓને પોંચાડે છે. તેઓ સાચા હોય છે. જુઠું બોલતા નથી. ગુન્હા કરતા નથી. ખુદા ત૦ ના હુકમમાં વધઘટ કરતા નથી તેમ કોઇ હુકમ છુપાવતા નથી

**સ૦**–નબી અને રસુલમાં શું ફરક છે?

**જ૦**–નબી અને રસુલમાં થોડો ફરક છે, તે આ છે કે રસુલ તે પયગમ્બરને કહે છે જેને નવી શરીઅત અને કિતાબ મલી હોય. અને નબી દરેક પયગમ્બરને કહે છે. ભલે તેને નવી શરીઅત અને કિતાબ દીધી અથવા ન દીધી હોય, અને તેઓ (નબી) આગલી શરીઅતને તાબે હોય છે.

**સ૦**–શું કોઇ માણુસ મહેનત અને બંદગીથી નબી બની શકે છે?

**જ૦**–નહિ; પરંતુ જેને ખુદા બનાવે તેજ નબી અને રસુલ થઈ શકે છે–મતલબ આ કે નબી અને રસુલ બનવા માટે માણુસની મહેનત અને ઇરાદો કામ આવતો નથી. આ મરતબો ખુદા ત૦ તરફથીજ અરપણ કરવામાં આવે છે.

**સ૦**–રસુલ અને નબી કેટલા છે?

**જ૦**–દુન્યામાં ઘણા રસુલ અને નબી આવ્યા છે. તેઓની ખરી ગણત્રી ખુદાજ જાણે છે, આપણે એમજ માનવું જોઇએ

કે ખુદા ત૦ એ જેટલા રસુલ મોકલ્યા છે તે બધાને અમે સાચા રસુલ માનીએ છીએ.

સ૦--સૌથી પહેલા પયગમ્બર કોણ છે ?

જ૦-સર્વેથી પહેલા હ૦ આદમ અલૈ૦ છે

સ૦--સૌથી છેલ્લા પયગમ્બર કોણ છે ?

જ૦-સૌથી છેલ્લા પયગમ્બર હ૦ મોહંમદ મુસતફા સલ૦ અલૈ૦ છે.

સ૦--હ૦ મોહંમદ સલ૦ પછી કોઇ પયગમ્બર આવશે કે નહિ ?

જ૦-નહિ; કેમકે પયગમ્બરી અને નબુવ્વત હ૦ મોહંમદ સલ૦ ઉપર પુરી થઇ છે. આપ પછી કિયામત સુધી કોઇ નવા નબી આવશે નહિ. આપ પછી જે કોઇ નબીનો દાવો કરે તે જુઠો છે.

સ૦--રસુલોમાં સૌથી અફઝલ રસુલ કોણ છે ?

જ૦--હમારા રસુલ હ૦ મોહંમદ સલ૦ બધા નબીઓ કરતાં અફઝલ અને બુઝુર્ગ છે તેઓ પણ ખુદા ત૦ ના બંદા અને તાબેદાર છે. પરંતુ ખુદા સિવાય જગતની સઘળી ચીજો કરતાં એમનો મરતબો મોટો છે.

## કિયામતનું બ્યાન.

સ૦—કિયામતનો દિવસ કયા દિવસને કહે છે ?

જ૦—કિયામતનો દિવસ તે દહાડાને કહે છે કે જે દિવસે બધા માણસો અને જનાવરો મરી જશે, અને સઘળી દુન્યા નાબુદ થઇ જશે. પહાડો રૂની પેઠે ઉડશે. તારા તૂટી પડશે. મતલબ દરેક વસ્તુ તૂટીને ફના થઇ જશે.

સ૦—સઘળા માણસો અને જનાવર કેવી રીતે મરી જશે ?

જ૦—હ૦ ઇસરાફીલ અલૈ૦ સુર ફુંકશે. તેનો આવાઝ એવો ભયંકર અને બીઆમણો હશે કે તેની બીકથી સઘળા મરી જશે. અને સઘળી ચીજો ભાંગી તૂટીને ફના થઇ જશે.

સ૦—કિયામત ક્યારે આવશે ?

જ૦—કિયામત આવશે પરંતુ તેનો નકકી વખત ખુદા સિવાય કોઈ જાણતું નથી. પરંતુ આટલું જાણીએ છીએ કે જુમ્મા નો દિવસ અને મોહર્રમની તા૦ ૧૦ મી હશે. આપણા પયગમ્બર સલ૦ સાહેબે કિયામતની કેટલીક નિશાનીઓ બતાવી છે તે નિશાનીઓ જોઇને કિયામતનું પાસે આવવું માલુમ કરી શકાય છે.

સ૦—કિયામતની શું શું નિશાનીઓ છે?

જ૦—હ૦ મોહમદ સલ૦ એ ફરમાવ્યું છે કે જ્યારે જગતમાં ગુન્હા વધુ થવા લાગશે, લોકો પોતાના માબાપનો હુકમ નહિ માનશે, અને તેઓ ઉપર સખતાઇ કરશે. અનામતમાં ખિયાનત થશે. ગાવું વગાડવું અને નાચરંગનો વધારો થશે. પાછલા માણસો આગલા બુઝુર્ગોને ખરાબ કહેવા મંડી જશે. અભણ અને થોડું શીખેલા આગેવાન બનશે. ભરવાડ વગેરે નાના દરજાના માણસો મોટાં ઘરો બાંધશે. નાલાયક માણસોને મોટા ઓહ્દા મળશે; ત્યારે જાણજો કે કિયામત પાસે આવી છે.

## તકદીરનું બયાન.

સ૦—તકદીર કોને કહે છે?

જ૦—દરેક બાબત અને દરેક સારી માઠી વસ્તુ માટે ખુદા ત૦ ના ઇલમમાં એક હદ નક્કી કરેલ છે, અને દરેક વસ્તુને પેદા કરવા પહેલાં અલ્લાહ પાક તેને તપાસે છે ખુદા ત૦ ના આ ઇલમ તથા અંદાજાને તકદીર કહે છે. કોઈ પણ સારી માઠી ચીજ ખુદા ત૦ની જાણ અને અંદાજાથી બહાર નથી.

## મરી ગયા પછી જીવતા થવું.

સ૦—મરી ગયા પછી જીવતા થવાનો શું મતલબ છે?

જ૦—કિયામતમાં દરેક ચીજ ફના થઈ જશે, પછી ઈસરાફીલ અલૈ૦ બીજી વાર સુર ફુંકશે, ત્યારે સર્વે વસ્તુ હાજર થઈ

જશે. માણુસો પણ જીવતા થશે, હશ્રના મેદાનમાં અલ્લાહ તઆલાની સામે હાજરી થશે, હિસાબ લેવામાં આવશે. અને સારાં નઠારાં કામોનો બદલો આપવામાં આવશે. જે દિવસે આ કામો થશે તે દિવસને હશ્ર (એકઠા થવા) નો દિવસ કહે છે. યવમોલ જઝા અને યવમોદ્દીન (બદલો આપવાનો દિવસ) અને યવમોલ હિસાબ (હિસાબનો દિવસ) કહે છે.

સ૦—ઇમાન મુફસ્સલમાં જે સાત ચીજોનું બયાન છે, તેમાંથી જો કોઈ માણુસ એક અથવા બે ચીજ કબુલ કરે નહિ તો તે મુસલમાન થઈ શકે કે?

જ૦—કદી નહિ. જ્યાં સુધી કોઇ જણ ખુદા ત૦ની તૌહીદ અને પયગમ્બરોની પયગમ્બરી, ખુદાની કિતાબો, ખુદાના ફિરિશ્તા કિયામતના દિવસ, અને તકદીર તથા મર્યા પછી જીવતા થવાને માને નહિ ત્યાં સુધી તે મુસલમાન થઇ શકતો નથી.

સ૦—હ૦ મોહમદ સલ૦ મે પાંચ ચીજો ઉપર ઇસલામનો આધાર બતાવ્યો છે અને તેમાં ફિરિશ્તા અને ખુદા ત૦ ની કિતાબો કિયામત અને તકદીર વગેરેનું બયાન કેમ નથી?

જ૦—આ પાંચ ચીજોમાં હ૦ મોહમદ સલ૦ ઉપર ઈમાન લાવવાનું બયાન છે, અને જ્યારે કોઇ માણુસ હ૦ મોહમદ સલ ઉપર ઈમાન લાવ્યો ત્યારે એઓએ જણાવેલી દરેક વાત માનવી જરૂરી છે. અને ખુદા ત૦ ની કિતાબ જે પયગમ્બર લાવ્યા છે તેને પણ માનવી જરૂરી છે. આ બધી બાબતો જેનું ઇમાને મુફસ્લમાં બયાન છે, ને ખુદા ત૦ની કિતાબ કુરાન મજીદ અને પયગમ્બર સલ૦ ના બયાનથી સાબેત છે.

સ૦—આ સઘળી વાતોને દિલથી માને અને મોઢેથી કબુલ કરે પણ નમાઝ નહિ પઢે ઝકાત નહિ આપે, રોઝા નહિ રાખે અથવા હજ નહિ કરે તો તે મુસલમાન છે કે નહિ?

જ૦—હા મુસલમાન છે, પણ મોટો ગુન્હેગાર અને ખુદા ત. નો નાફરમાન છે. એવા માણસને ફાસેક કહે છે. એવા માણુસો પોતાના ગુન્હાની સજા ભોગવી છેવટે છુટકારો મેળવશે.

**પહેલો ભાગ ખતમ.**

# તાલીમુલ ઈસલામનો બીજો ભાગ.

ઉર્ફે

# તાલીમુલ અરકાન અથવા ઈસલામી અઅમાલ.

બિસ્મિલ્લા હેર્રહમા નેર્રહીમ.

અલહમ્દો લિલ્લાહે રબ્બેલ આલમીન, વસ્સલાતો વસ્સલામો અલા રસુલેહી મોહમ્મદીંવ, વ આલિહી વઅસહાબીહી અજમઈન.

સ૦—ઈસલામી અઅમાલ શું મતલબ છે ?

જ૦—જે પાંચ વસ્તુ ઉપર ઈસલામનો આધાર છે, તેમાંથી પહેલી વાતને ઈમાન કહે છે; અને તેનું બયાન પહેલા ભાગમાં ઈસલામી અકાએદના નામથી તમે પઢી ચુકયા છો. બાકીની ચાર ચીજો એટલે નમાઝ, રમઝાનના રોઝા, ઝકાત અને હજ્જે બૈતુલ્લાહને ઈસલામી અઅમાલ કહે છે. આ બીજા ભાગમાં નમાઝનું બયાન છે.

## નમાઝ.

સ૦—નમાઝ કોને કહે છે;

જ૦—નમાઝ ખુદા ત૦ ની બંદગી કરવાની એક રીત છે, જે ખુદા ત૦ એ તથા તેના પયગમ્બર સલ૦ મે લોકોને શીખવી છે.

સ૦—નમાઝ પડવા પહેલા કઇ કઈ ચીજોની જરૂરત છે ?

જ૦—નમાઝ પડવા પહેલાં સાત ચીજોની જરૂરત છે જે વગર નમાઝ થતી નથી. આ ચીજોને નમાઝની શરતો તથા ફરજો કહે છે.

સ૦—જે સાત ચીજો નમાઝ પહેલાં જરૂરી છે તે કઈ કઇ છે ?

જ૦—પહેલું બદનનું પાક હોવું. (૨) કપડાં પાક હોવાં. (૩) જગ્યાનું પાક હોવું. (૪) સતર (શરીર) ઢાંકવું. (૫) નમાઝનું વખત હોવું. (૬) કિબલા તરફ મોઢું કરવું. (૭) નિય્યત કરવી.

# નમાઝની પહેલી શરતનું બયાન.

સ૦—બદન પાક હોવાથી શું મતલબ છે ?

જ૦—બદન પાક હોવાનો મતલબ આ છે કે બદન ઉપર કોઈ જાતની ગંદકી હોય નહિ.

સ૦—નજાસતની કેટલી જાત છે.

જ૦—નાપાકીની બે જાત છે. એક હકીકી અને બીજી હુકમી.

સ૦—નજાસતે હકીકી કોને કહે છે ?

જ૦—જે નાપાકી દેખી શકાય તેને નજાસતે હકીકી કહે છે. જેવું કે પેશાબ, ઝાડો, લોહી, દારૂ.

સ૦—નજાસતે હુકમીયા કોને કહે છે.

જ૦—જે નાપાકી શરીઅતના હુકમથી સાબેત હોય પરંતુ દેખી શકાય નહિ, તેને નજાસતે હુકુમીયા કહે છે. જેવું કે વગર વુઝુ હોવું અથવા ગુસલની હાજત હોવી.

સ૦—નમાઝ માટે કઈ નાપાકીથી બદન પાક હોવું શરત છે ?

જ૦—બંને જાતની નાપાકીથી બદન પાક હોવું જરૂરી છે.

સ૦—નજાસતે હુકમીયાની કેટલી જાત છે ?

જ૦—બે જાત છે, એક નાની નજાસતે હુકમીયા તેને હદસે અસગર કહે છે. અને બીજી મોટી નજાસતે હુકમીયા તેને હદસે અકબર અને જનાબત કહે છે.

સ૦—નાની નજાસતે હુકમીયાથી બદન પાક કરવાની શુ રીત છે ?

જ૦—વુઝુ કર્યાથી બદન નાની નાપાકીથી પાક થાય છે.

# વુઝુનું બયાન.

સ૦—વુઝુ કોને કહે છે ?

જ૦—વુઝુ તેને કહે છે કે કોઈ માણસ જ્યારે નમાઝ પઢવાનો ઇરાદો કરે તો તેણે સાફ વાસણમાં ચોકખું પાણી લઈ પહોંચા સહીત હાથ ધોવા. પછી ત્રણ વખત કોગળા કરવા અને દાતણ કરવું, પછી ત્રણ વખત નાખમાં પાણી લેવું અને નાખ સાફ કરવું, પછી ત્રણ વાર મોઢું ધોવું, ફરી

કોણીઓ સહિત બંને હાથ ધોવા, પછી માથા તથા કાનનો મસહ કરવો, ત્યાર પછી બંને પગ ઘુંટી સહિત ધોવા. વુઝુ કરવાની આ રીત તમો તાલીમુલ ઇસલામ નં० ૧ માં પઢી ચુકયા છો.

સ૦—શું વુઝુમાં આ બધી ચીઝો જરૂરી છે?

જ૦—વુઝુમાં કેટલીક ચીઝો જરૂરી છે, જે છુટી જાય તો વુઝુ થતું નથી. તેને ફરજ કહે છે. અને કેટલીક ચીઝો એવી છે કે જે છુટી જવાથી વુઝુ થઈ જાય છે. પણ નાકેસ (અધુરૂં) રહે છે. તેને સુન્નત કહે છે. અને કેટલીક ચીઝો એવી છે કે ને કરવાથી ઘણો સવાબ થાય છે અને છુટી જવાથી કાંઈ હરકત આવતી નથી. તેને મુસતહબ કહે છે.

સ૦—વુઝુના ફરઝ કેટલા છે?

જ૦—વુઝુમાં ચાર ફરઝ છે:-(૧) પેશાનીના વાળોથી ડાઢીના નીચે સુધી અને એકથી બીજા કાન સુધી ચહેરો ધોવો. (૨) બંને હાથ કોણી સાથે ધોવા. (૩) માથાના ચોથા ભાગનો મસહ કરવો. [ભીંજેલા હાથ ફેરવવા.] (૪) બંને પગ ઘુંટી સહિત ધોવા.

સ૦—વુઝુમાં કેટલી સુન્નતો છે?

જ૦—વુઝુમાં તેર સુન્નતો છે. (૧) નિયત કરવી (૨) બિસ્મીલ્લાહ પઢવી. (૩) પહેલાં ત્રણ વખત બંને હાથ પહોંચા સુધી ધોવા. (૪) દાતણ કરવું. (૫) કોગળા કરવા. (૬) ત્રણ વખત નાકમાં પાણી લેવું. (૭) દાઢીનો ખિલાલ કરવો. (૮) હાથ તથા પગની આંગળીઓનો ખિલાલ કરવો. (૯) દરેક ભાગને ત્રણ વખત ધોવા. (૧૦) એકવાર સઘળા માથાનો મસહ કરવો. (૧૧) બંને કાનનો મસહ કરવો. (૧૨) અનુક્રમે વુઝુ કરવું. (૧૩) લાગતાર વુઝુ કરવું એવી રીતે કે એક ભાગ સુકાઈ નાહ કે બીજો ધોવો.

સ૦—વુઝુમાં મુસતહબ કેટલા છે?

જ૦—પાંચ છે. (૧) જમણી તરફથી શરૂ કરવું. (કેટલાક આલીમોએ એને સુન્નતમાં ગણ્યું છે. અને એજ ભરોસા પાત્ર છે.)

(૨) ગરદન (બોચી) નો મસહ્ કરવો. (૩) વુઝુના કામો પોતેજ કરવાં. બીજા પાસે મદદ લેવી નહિ. (૪) કિબ્લા તરફ મોઢું કરી બેસવું. (૫) પાક અને ઉંચાં જગ્યા ઉપર બેસીને વુઝુ કરવું.

સ૦—વુઝુમાં કેટલી ચીજો મકરૂહ છે?

જ૦—ચાર છે. પહેલું નાપાક જગ્યાએ બેસી વુઝુ કરવું. (૨) જમણા હાથથી નાખ સાફ કરવું. (૩) વુઝુ કરતાં દુન્યાની વાતો કરવી. (૪) સુન્નતથી ઉલટી રીતે વુઝુ કરવુ.

સ૦—કેટલી ચીજોથી વુઝુ તુટે છે?

જ૦—આઠ ચીજોથી વુઝુ તુટી જાય છે. તેને નવાકેસે વુઝુ એટલે વુઝુ તોડનારી ચીજો કહે છે. (૧) ઝાડો પેશાબ કરે, અથવા એ બંને જગ્યાએથી કાંઇ ચીજનું નીકળવું. (૨) હવા છુટવી. (૩) બદનના કોઇ ભાગમાંથી લોહી અથવા પરૂ નીકળવું. (૪) મોઢું ભરીને ઉલટી થવું. (૫) સુઇ જવું અથવા અઢેલીને ઉંઘવું. (૬) બિમારી અથવા બીજા કોઇ કારણથી બેભાન થઇ જવું. અથવા મસ્ત (બેભાન) થઇ જવું. (૭) મજનુન એટલે ગાંડા બની જવું. (૮) નમાઝમાં જોરથી હસવું.

## ગુસલનું બયાન.

સ૦—મોટી નજાસતે હુકમીયા એટલે હદસે અકબર અને જનાબત થી બદન પાક કરવાની શું રીત છે?

જ૦—હદસે અકબર અથવા જનાબત હોય ત્યારે ગુસલ કરવાથી બદન પાક થાય છે.

સ૦—ગુસલ કોને કહે છે?

જ૦—ગુસલનો અર્થ નહાવું. પરંતુ નહાવાની એક ખાસ રીત શરીઅત (ઈસ્લામના કાયદા) માં છે.

સ૦—ગુસલની શું રીત છે?

જ૦—ગુસલની રીત આ છે:–(૧) બંને હાથ પહોંચા સુધી ધોવા. (૨) ઇસતિન્જા કરવી એટલે પેશાબ ઝાડાની જગ્યા ધોવી. (૩) બદન ઉપર જે નાપાકી લાગેલી હોય તે ધોઇ કાઢવી.

(૪) વુઝુ કરવું. (૫) આખા બદન ઉપર થોડું પાણી રેડી હાથથી ચોળવું. અને ત્રણ વાર પાણી રેડવું. (૬) કોગળા કરવા (૭) નાખમાં પાણી લેવું.

સ૦—ગુસલમાં ફરજ કેટલા છે?

જ૦—ત્રણ છે:-(૧) કોગળા કરવા. (૨) નાખમાં પાણી લેવું. (૩) આખા બદન ઉપર પાણી રેડવું.

સ૦—ગુસલમાં કેટલી સુન્નતો છે?

જ—પાંચ છે:-(૧) બંને હાથ પહોંચા સુધી ધોવા. (૨) ઇસ-તિન્જા કરવી. અને બદન ઉપર જ્યાં ગંદકી લાગી હોય તેને ધોઈ કાઢવી. (૩) નાપાકી સાફ કરવાની નિય્યત કરવી. (૪) પેહેલાં વુઝુ કરવું. (૫) આખા બદન ઉપર ત્રણ વાર પાણી રેડવું.

## મોજાં ઉપર મસહ કરવાનું બયાન.

સ૦—કઇ જાતના મોજાં ઉપર મસહ કરવું દુરૂસ્ત છે?

જ૦—ત્રણ પ્રકારના મોજાં ઉપર મસહ દુરસ્ત છે. (૧) ચામ-ડાના મોજાં, જે એટલાં મોટાં હોય કે પગ ઘુંટી સુધી ઢાંપી શકાય. (૨) એવા ઉન અથવા સુતરના મોજાં જેને ચામડાંનું તળીઉં લાગેલું હોય. (૩) ઉન અથવા સુતરના મોજાં જે એવાં જાડાં અને મજબુત હોય કે ફકત મોજાં પહેરી ત્રણ ચાર માઈલ રસ્તો ચાલવાથી ફાટે નહિ.

સ૦—મોજાં ઉપર મસહ કયારે દુરૂસ્ત છે?

જ૦—જ્યારે વુઝુ કરીને અથવા પગ ધોઈને મોજાં પહેર્યાં હોય; અથવા વુઝુ તુટવાની સ્થિતિમાં મોજાં પહેર્યાં હોય.

સ૦—એક વાર પહેરેલાં મોજાં ઉપર કેટલા દિવસ સુધી મસહ દુરૂસ્ત છે.

જ૦—જો માણુસ પોતાના ઘર અથવા રહેઠાણે હોય તો એક દિવસ અને એક રાત સુધી મોજાં ઉપર મસહ કરે; અને સફરમાં હોય તો ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી મસહ કરવું દુરૂસ્ત છે.

સ૦—મોજાંના કયા ભાગ ઉપર મસહ કરવો ?

જ૦—ઉપલા ભાગ ઉપર કરવો. એડી અથવા તળીઆં ઉપર મસહ થતો નથી.

સ૦—વુઝુ અને ગુસલ બંનેમાં મોજાં ઉપર મસહ દુરૂસ્ત છે કે નહિ?

જ૦—વુઝુમાં મોજાંનો મસહ દુરૂસ્ત છે પણ ગુસલમાં નથી.

સ૦—મસહ કેવી રીતે કરવો ?

જ૦—હાથની આંગળીઓ પાણીથી ભીંજવી ત્રણ આંગળીઓ પગના પંજા ઉપર માંડી ઉપર લગી ખેંચવી. આંગળીઓ આખી માંડે, ફકત ટેરવાં લગાડવા પુરતાં નથી.

સ૦—ફાટેલા મોજાં ઉપર મસહ દુરૂસ્ત છે કે નહિ ?

જ૦—જો મોજું એટલું ફાટી ગયું હોય કે પગની ત્રણ નાની આંગળીઓ બરાબર. પગ દેખાતો હોય અથવા ચાલવામાં ખુલી જતું હોય તો તે ઉપર મસહ દુરૂસ્ત નથી. પણ એથી થોડું ફાટેલું હોય તો દુરૂસ્ત છે

# જબીરહ—પટ્ટી—ઉપર મસહ કરવાનું બયાન.

સ૦—જબીરહ કોને કહે છે ?

જ૦—જબીરહ લાકડાની તે પાટીને કહે છે જે ભાંગેલા હાડકાને સાજુ કરવા બાંધવામાં આવે છે. પણ અહિંયા ઝખમ ઉપર લગાડવામાં આવેલી કોઇપણ જાતની મલમની પટ્ટી અથવા તે ઉપર બાંધવામાં આવેલ કપડાંના પાટાથી મતલબ છે.

સ૦—તે લાકડાની પાટી અથવા કપડાંનો પાટો અથવા મલમની પટ્ટી ઉપર મસહ કરવું દુરૂસ્ત છે કે નહિ ?

જ૦—જો તે પાટી, પાટા અથવા પટ્ટી ખોલવાથી હરકત થાય અથવા તકલીફ થતી હોય તોતે ઉપર મસહ કરવું દુરૂસ્ત છે

સ૦—કેટલી પટ્ટી ઉપર મસહ કરવું ?

જ૦—સઘળી પટ્ટી ઉપર મસહ કરવો જોઇએ, ભલે તેની હેઠળ બધી જગામાં ઝખમ હોય અથવા નહિ હોય.

સ૦—જો પટ્ટી ખોલવાથી નુકસાન અને વેદના નહિ થાય ત્યારે શું કરવું ?

જ૦—ત્યારે ઝખમને પાણીથી ધોવો જરૂરી છે. અને કદાચ પાણી હરકત કરતા હોય પણ મસહથી નુકસાન નહિ થતું હોય ત્યારે ઝખમ ઉપર મસહ કરવું વાજેબ છે અને જ્યારે મસહ પણ નુકસાન કર્તા હોય ત્યારે પાટી, પાટો અથવા પટ્ટી ઉપર મસહ કરવું દુરૂસ્ત છે.

## નજાસતે હકીકહનું બયાન.

સ૦—નજાસતે હકીકહની કેટલી જાત છે?

જ૦—એની બે જાત છે એક નજાસતે ગલીઝહ અને બીજી નજાસતે ખફિફહ.

સ૦—નજાસતે ગલીઝહ અને નજાસતે ખફિફહ કોને કહે છે?

જ૦—જે નાપાકી સખત (નક્કર) હોય તેને નજાસતે ગલીઝહ કહે છે અને જે નજાસત હલકી (પ્રવાહી) હોય તેને ખફિફહ કહે છે.

સ૦—કેટલી વસ્તુ નજાસતે ગલીઝહ કહેવાય છે?

જ૦—માણસનો ઝાડો પેશાબ, જનાવરોનો ઝાડો, હરામ જનાવરોનો પેશાબ માણસ તથા જનાવરોનું વહેતું લોહી, દારૂ તથા મરઘી અને બતખની લીડ નજાસતે ગલીઝહ છે.

સ૦—નજાસતે ખફીફહ કઈ કઇ છે?

જ૦—હલાલ જનાવરોનો પેશાબ અને હરામ પાક્ષઓની લીડ છે

સ૦—નજાસતે ગલીઝહ કેટલું માફ છે?

જ૦—નજાસતે ગલીઝહ જો રગડા જેવી હોય જેમકે ઝાડો તો તે ૩॥ માશા[1] વજન બરાબર માફ છે અને જો પાતળી (પ્રવાહી) હોય જેમકે પેશાબ, દારૂ તો તે એક રૂપીઆના ચકરડા બરાબર માફ છે. માફ હોવાનો મતલબ આ છે કે જો એટલી નજાસત બદન અથવા કપડાં ઉપર લાગી હોય અને નમાઝ પઢી લીએ તો નમાઝ થઈ જશે પણ મકરૂહ થશે; અને જાણીજોઇને આટલી નજાસત પણ લાગેલી રાખવી દુરૂસ્ત નથી

---

[1] માશો હિંદુસ્તાનની ચાર આની અને અંગ્રેજી સિક્કાની ૭ પેન્સ બરાબર છે.

સ૦—નજાસતે ખફીફહ કેટલી માફ છે?

જ૦—કપડાં અથવા બદનના કોઈ ભાગના ચોથા હિસ્સાથી ઓછામાં લાગી હોય તો માફ છે.

સ૦—નજાસતે હકીકહથી કપડું અથવા બદન કેવી રીતે પાક કરી શકાય છે?

જ૦—નજાસતે હકીકહ જોઇએ ગલીઝહ હોય અથવા ખફીફહ હોય, કપડાં ઉપર હોય અથવા બદન ઉપર લાગી હોય પાણીથી ત્રણવાર ધોવાથી પાક થાય છે; પણ કપડાંને ત્રણે વખત નીચોવવું જરૂરી છે

સ૦—પાણી અથવા બીજી કોઈ ચીજથી પણ પાક થઇ શકે કે?

જ૦—જે ચીજો પાતળી (પ્રવાહી) છે જેમકે સરકો અથવા તરબુઝનું પાણી એ વડે ધોવાથી પણ નજાસતે હકીકહ પાક થાય છે.

## ઈસતિન્જાનું બયાન.

સ૦—ઇસતિન્જા કોને કહે છે?

જ૦—ઝાડો પેશાબ કર્યા પછી જે ગંદકી દીલ ઉપર લાગી રહે છે તેને ચોકખી કરવાને ઈસતિન્જા કહે છે.

સ૦—પેશાબ કીધા પછી ઈસતિન્જાની શું રીત છે?

જ૦—પેશાબ કર્યા પછી માટીના પવિત્ર ઢેફાં વડે પેશાબ ને સુકવવી જોઇએ. ત્યાર પછી પાણીથી ધોઇ કાઢવું જોઇએ.

સ૦—ઝાડો કર્યા પછી ઇસતિન્જા કરવાની શું રીત છે?

જ૦—ઝાડો કર્યા પછી માટીના ત્રણ અથવા પાંચ ઢેફાંથી ઝાડાની જગ્યાને ચોકખી કરવી, પછી પાણીથી ધોઇ કાઢવું.

સ૦—ઇસતિન્જા કરવું કેવું છે?

જ૦—જો ઝાડો પેસાબ પોતાની જગ્યાની આજુબાજુ લાગી નહિ હોય તો ઇસતિન્જા કરવું મુસતહબ છે. અને જો ના પાકી આજુબાજુ લાગી હોય પણ એક દિહ્‌મની[1] બરાબર અથવા તેથી ઓછી હોય તો ઈસતિન્જા કરવું સુન્નત છે.

---

[1] દિહ્‌મ ૩ માશા, ૧ રતી અને ૧ રતીનો પાંચમો ભાગ જેટલો થાય છે.

અને જો એક દિર્હમ કરતા વધુ લાગી હોય તો ઇસતિન્જા કરવું ફરજ છે.

સ૦—ઇસતિન્જા કઇ ચીજોથી કરવું જોઇએ?

જ૦—માટીના પાક ઢેફાં અથવા પત્થર વડે કરવું જોઇએ.

સ૦—કઇ ચીજથી ઇસતિન્જા મકરૂહ છે?

જ૦—હાડકાં, લીંડ, અડાયાં, (સુકાયલું છાણ) ખાવાની વસ્તુ, કોહેલાં કપડાં અને કાગળથી ઇસતિન્જા મકરૂહ છે.

સ૦—ઇસતિન્જા કયા હાથે કરવું જોઇએ?

જ૦—ડાબા હાથથી કરવુ જોઇએ. જમણા હાથથી મકરૂહ છે.

## પાણીનું બયાન.

સ૦—કયા કયા પાણીથી વુઝુ કરવું દુરૂસ્ત છે?

જ૦—વરસાદનુ પાણી (૨) ઝરાનું પાણી (૩) કુવાનું પાણી [૪] નદી અથવા સમુદ્રનુ પાણી [૫] ઓગળેલા બરફ અથવા કરાંનુ પાણી. (૬) મોટા તળાવ અથવા હોઝનું પાણી. આ સઘળાં પાણીથી વુઝુ અને ગુસલ કરવું દુરૂસ્ત છે.

સ૦—કયા પાણી વડે વુઝુ કરવું દુરૂસ્ત નથી?

જ૦—[૧] ફળ અથવા [૨] ઝાડનું નીચોવેલું પાણી [૩] શોરવો. [૪] જે પાણીનો રંગ, વાસ અને સ્વાદ કોઇ પવિત્ર ચીજ મળી જવાથી બદલ ઇ ગયો હોય અને પાણી જાડું થઇ ગયું હોય. [૫] એવું પાણી જે થોડું હોય અને તેમાં નાપાક વસ્તુ પડી ગઇ હોય, અથવા કોઇ જનાવર પડીને મરી ગયું હોય. [૬] તે પાણી જે વડે વુઝુ અથવા ગુસલ કરેલું હોય. [૭] જે પાણીમાં નાપાકીનો અસર વધુ હોય. [૮] હરામ જનાવરોનું એઠેલું પાણી [૯] વરીઆળી, ગુલાબ, અથવા બીજી કોઇ દવામાથી ખેચેલો અરક.

સ૦—જે પાણીથી વુઝુ અથવા ગુસલ કરેલું હોય તેને શું કહે છે?

જ૦—એવા પાણીને મુસતઅમલ (વાપરેલું) પાણી કહે છે. એ પાણી પાક છે, પણ તેથી વુઝુ અથવા ગુસલ દુરૂસ્ત નથી.

સ૦—કયા જનાવરોનું ઓટેલું પાણી નાપાક છે ?

જ૦—કુતરાં, ડુક્કર અને શિકારી પ્રાણીઓનું ઓટેલું પાણી નાપાક છે, એજ મુજબ જો બિલાડી ઉંદર અથવા બીજું કોઇ જનાવર ખાઇને તરત પાણી પીએ તો તેનું ઓટેલું પણ નાપાક છે. જે માણસે દારૂ અથવા તાડી પીધી અને તરત પાણી પીધું તો તેનું ઓટેલું પણ નાપાક છે.

સ૦— કયા જનાવરોનું ઓટેલું મકરૂહ છે ?

જ૦—બિલાડી (એવી શરતે કે તરત ઉંદર ખાધો ન હોય) ઉંદર સપિકલી, રખડતી મરઘી, નજાસત ખાનારી ગાય, ભેંસ, કાગડો, ચીલ, શકરો અને સઘળાં હરામ જનાવરોનું ઓટેલું પાણી મકરૂહ છે.

સ૦—કયા જનાવરોનું પીધેલું પાણી પાક છે ?

જ૦—માણસ અને હલાલ જનાવરોનું ઓટેલું પાક છે. જેમકે ગાય, બકરૂં, ખબુતર, હોલો અને ઘોડો.

સ૦—કયું પાણી નાપાકી પડવાથી નાપાક થાય છે ?

જ૦—ફકત બે પાણી સિવાય બધાં પાણી નાપાકી પડવાથી નાપાક થાય છે, તે બે આ છે: (૧) નદી અથવા સમુદ્રનું વહેતું પાણી (૨) થંભેલું ઘણું પાણી; જેમકે મોટા તળાવ અથવા મોટા હોજનું પાણી.

સ૦—થંભેલું ઘણું પાણી કેટલું હોવું જોઇએ ?

જ૦—થંભેલું પાણી પા ચોરસ વાર જગ્યામાં હોય તો તે ઘણું પાણી છે જે હોજ અથવા તળાવ એવડું અથવા એ માપથી મોટું હશે તે મોટું હોજ અથવા મોટો તળાવ ગણાશે.

સ૦—નાપાકી પડયા વગર કઈ ચીજથી થોડુંક પાણી નાપાક થાય છે?

જ૦—જો પાણીમાં એવું જાનવર પડીને મરી જાય જેમાં લોહી વહેતું હોય તો પાણી નાપાક થાય છે. જેમકે ચકલી, મરઘી, ખબુતર, બીલાડી, ઉંદર.

સ૦—મોટા તળાવ અથવા હોજનું પાણી કયારે નાપાક થાય છે?

જ૦—જયારે તેમાં નજાસતનો સ્વાદ અથવા રંગ અથવા વાસ જાહેર થાય.

સ૦—કયા જાનવરોના પાણીમાં મરી જવાથી પાણી નાપાક થતું નથી?
જ૦—જે જાનવર પાણીમાં જન્મે અથવા રહે છે, જેમકે મચ્છી દેડકો, અને તે જનાવર જેમાં લોહી વહેતું નથી, જેમકે માખી, મચ્છર, સપિકલી, કીડી અને ભમરો એઓના મરી જવાથાં પાણી નાપાક થતું નથી.

# કુવાનું બયાન.

સ૦—કુવો કઇ ચીજથી નાપાક થઇ જાય છે?
જ૦—જો નજાસતે ગલીઝહ અથવા ખફીફહ કુવામાં પડે અથવા વહેતા લોહીવાળું કોઇ જનાવર કુવામાં પડીને મરી જાય તો તે કુવો નાપાક થઈ જાય છે.
સ૦—જો કુવામાં કોઈ જનાવર પડીને જીવતું નીકળી આવે તો કુવો પાક રહેશે કે નહિ?
જ૦—જો એવું જનાવર પડે કે જેનું ઓટેલું પાણી નાપાક છે અથવા તો એવું જનાવર પડે જેના ડીલ ઉપર નાપાકી લાગી હતી તો કુવો નાપાક થઇ જશે. પણ જો કોઈ હલાલ અને હરામ જનાવર જેનું પીધેલું પાણી નાપાક થતું નથી અને તેના ડીલ ઉપર નાપાકી પણ લાગેલ નહોય, તેવું પડે અને જીવતું નીકળી આવે તો જ્યાં સુધી તેનો ઝાડો પેશાબ કરવાની ખાતરી ન થાય ત્યાં સુધી કુવો નાપાક થશે નહિ.
સ૦—કુવો જ્યારે નાપાક થાય ત્યારે તેને કેવી રીતે પાક કરવો?
જ૦—કુવો પાક કરવાની પાંચ રીત છે. (૧) જ્યારે કુવામાં નાપાકી પડે ત્યારે સઘળું પાણી કાઢવું જોઇએ. (૨) જયારે માણસ અથવા ડુક્કર, કુતરૂં, બકરૂં, કે બિલાડી અથવા એના જેવડું અથવા એથી મોટું કોઇ જનાવર પડીને મરી જાય ત્યારે સઘળું પાણી કાઢવું પડશે. (૩) જ્યારે કોઇ વહેતા લોહીવાળું જનાવર કુવામાં પડીને કુલી ગયું અથવા પેટ ફાટી ગયું તો પણ સઘળું પાણી કાઢવું પડશે. જોઇએ તો તે જનાવર નાનું હોય અથવા મોટું હોય. [૪] જ્યારે ખબુતર. મરઘી, બિલાડી અથવા એવડુંજ મોટું કોઇ જનાવર પડીને

મરી જાય પણ ફુલે નહિ ત્યારે ૪૦ ડોલ કાડવી પડશે.
[૫] જો ઉંદર, ચકલી અથવા એવડુંજ મોટું બીજું કોઈ જનાવર પડીને મરી જાય તો ૨૦ ડોલ કાઢવી પડશે. ૨૦ની જગ્યાએ ૩૦ અને ૪૦ની જગ્યાએ ૬૦ ડોલ કાઢવી મુસતહબ છે.

સ૦ જો મરેલું જનાવર કુવામાં પડે તો તેનો શું હુકમ છે?

જ૦—મરેલા જનાવરના પડવાનો પણ તેજ હુકમ છે જે કુવામાં પડીને મરી ગયલા માટે છે. જેમકે મરેલું બકરૂં પડે ત્યારે સઘળું પાણી કાઢવું જોઇએ. અને મરેલી બિલાડી પડે ત્યારે ૪૦ અથવા ૬૦ ડોલ કાઢવી જોઇએ. અને મરેલો ઉંદર પડે ત્યારે ૨૦ થી ૩૦ ડોલ કાઢવી જોઇએ.

સ૦—જ્યારે ફુલેલું અથવા ફાટેલું જનાવર પડે ત્યારે શું હુકમ છે?

જ૦—સઘળું પાણી કાઢવું પડશે. જેમકે કુવામાં પડીને મરી જતે અને ફુલતે તથા ફાટી જતે.

સ૦—જો કુવામાથી મરેલું જનાવર કાઢવામાં આવે અને ખબર ન હોય કે કયારે પડયું છે તો શું હુકમ છે?

જ૦—જ્યારથી જોવામાં આવે ત્યારથી નાપાક ગણાશે.

સ૦—ડોલથી કેટલી મોટી ડોલ સમજવી?

જ૦—જે કુવા પર જે ડોલ વાપરતા હોય તેજ મોઅતબર ગણાશે. એટલે તેનાજ હિસાબ ગણવો.

સ૦—જેટલી ડોલ પાણી કાઢવું હોય તેટલી ડોલ એકી વખતે કાઢવી જોઇએ અથવા થોડી થોડી કાઢવામાં આવે તો દુરૂસ્ત છે કે નહિ?

જ૦—થોડી થોડી કાઢે તો પણ દુરૂસ્ત છે; જેમકે ૬૦ ડોલ કાઢવી હોય તેમાંથી ૨૦ સવારના કાઢે, ૨૦ બપોરના કાઢે, અને ૨૦ સાંજના કાઢે તો તે પણ દુરૂસ્ત છે.

સ૦—જે ડોલ અને દોરડાથી નાપાક કુવાનું પાણી કાઢવામાં આવે તે પાક છે કે નાપાક?

જ૦—જ્યારે એટલુંજ પાણી કાઢી નાખ્યું જેટલું કાઢવાનું હતું ત્યારે તો કુવો, ડોલ અને દોરડું સઘળાં પાક છે.

**બીજો ભાગ અને ૨જો નંબર ખતમ.**

૭૮૬

# અનુક્રમણિકા.

૭૮૬

ઇલ્મી યાદગાર

# મરહુમ જનાબ મૌલાના મૌલવી

# અહમદ હસન ભામ

## સાહેબની યાદગારમાં

# ન્યુકેસલ ખાતે નવો મદરેસો.

સર્વે ઇસ્લામી ભાઈઓને ખબર આપવામાં આવે છે કે ગુજરાત ઇલાકાના ઇસ્લામીઓમાં ઇલ્મી ઝંડો ઉભો કરનાર તથા ગરીબ ઇસ્લામીઓમાં ઇલ્મની રોશનીથી દીને મોહમ્મદીનો ખરો રસ્તો દેખાડનાર હઝરત જનાબ મૌલાના મૌલવી અહમદ હસન ભામ સાહેબની ખેદકારક વફાત તા૦ ૧૧મી મહોરમ ૧૩૩૭ હીજરીને દીને થવાથી ગુજરાતના ઇસ્લામીઓ અને ખાસ કરી ઇલ્મી ખાતાઓને મોટી ખોટ પડી છે, આ મહાન બુઝર્ગ ગરીબ કોમમાં ઇલ્મનો ફેલાવો કરવાના કારણે આ દેશમાં આવેલા હતા માટે તેમના અનુસાર તેમની એક ઇલ્મી યાદગાર કાયમ રાખવાની આ દેશમાં જરૂરત જોઈ કેટલાક ઇલ્મદાર સાહેબોની સલાહથી મરહુમની પાક રૂહને હમેશા સવાબ પહોંચાડવા તેમની વસીલત મુજબ ખાસ ગરીબોને માટે એક દીની મદરેસો અંજમાન નામથી જોહાનીસબર્ગ જેડના ન્યુકેસલ મુકામે તા૦ ૧૫મી મહોરમ ૧૩૩૭ હીજરીના રોજે મુદ્દા પર આધાર રાખી ખોલવામાં આવ્યો છે, જેમાં તાલીમ લેતા યતીમ, ગરીબ, મિસ્કીન દરેક છોકરાઓને સિપારા, કુરાન શરીફ, કિતાબો, સ્લેટ, ટોપી, કલમ, શાહી વિગેરે દરેક પ્રકારની મદદ અપાય છે, આ મદરેસા ફંડમાં ઝકાત, સદકા, બીજા ખેરાતના પૈસા, તથા કુરબાનીના ચામડાં વિગેરેની જે કોઈ સાહેબ મદદ કરશે તે માન સહિત સ્વીકારવામાં આવશે.

લી૦ ખાદિમે કોમ

**મૌલવી મોહમ્મદ વલી અબ્દુલ્લા.**

P. O. Box 4809 — ૨૯ એલેકઝાન્ડર સ્ટ્રીટ

Johannes Burg. — જોહાનીસબર્ગ.

---

સુરત, બાગાતવાળા રોડ ઉપર આવેલા ધી “ઇંડીયા” પ્રીં. પ્રેસમાં કંચનલાલ ચુનીલાલે છાપી.